# આઇનેજહાંનનો

## ટુંક સાર.

---

બનાવનાર તથા છપાવી પ્રસીદ્ધ કરનાર
રસાલદાર શેખરહેમતુલા શેખઅમીર
ઠે. લાલદરવાજા

અમદાવાદ.

---

અમદાવાદ.
પાનકોરને નાકે મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં
મોતીલાલ ગણપતરામે છાપ્યો.।

---

આવૃત્તિ પહેલી. પ્રત ૫૦૦

સંવત ૧૯૬૬ સને ૧૯૧૦

---

કીમત ૬ પાઇ.

# આઇને જહાનનો સાર.

પૃથ્વી અને આકાશનો બનાવનાર ઇશ્વિર આજ્ઞા કરે છે કે **ફિસાદ** કતલ કરતાં સખત છે કે જેનું મુળ પરમેશ્વરના હુકમ મુજબ નીચે દર્શાવેલું છે.

૧. પરમેશ્વર આજ્ઞા કરે છે કે "મેં દરેક જાતો જુદી જુદી બનાવી છે તે માત્ર ઓળખવાને માટેજ છે."

૨. તમામ દુનીયાના માણસોને એકજ વંશથી પેદા કરેલા છે અને તેઓને સઉથી મહાન વઝીરનો ઇલકાબ આપેલો છે ને તેમને ફરમાવ્યું છે કે "તમો મારા શીવાય બીજા કોઇની પુજા કરો નહીં તેમજ કોઇથી ડરો પણ નહીં."

"તમો આપ પોતાને ઓળખી લ્યો કે એક તો જે કાંઇ કરૂં છું તે કરનાર હું પોતેજ છું અને બીજા તમે છો ત્રીજો કોઇ નથી."

૩. "બધી વર્ણના માણસોને મારી સ્તુતી કરવાને મેં રસ્તો દેખાડયો છે તે એટલાજ માટે કે તેઓ કોઇ સાથે તકરાર કરે નહીં"

૪. કોઇ જાતિ બીજી જાતિને અથવા કોઇ ઓરત બીજી ઓરતને પોતાના કરતાં હલકી જાણે નહિ.

૫. કોઇપણ કોમ પોતાના તરફ પક્ષપાત કરે નહિ કે જેથી ન્યાયનો ભંગ થાય.

૬. ન્યાય કયામતના દીવસે કોઇપણ કોમની ઇચ્છા પ્રમાણે થવાનો નથી જેવા કર્મ કર્યા હશે તેવા ફળ મળશે

૭. કોઇ જાતિને બીજી જાતિના કાર્ય માટે પરમેશ્વર પુછસે નહિં.

૮. કોઇપણ માણુસ બીજાનો ભાર પોતે ઉપાડશે નહિં. તેમ ત્યાં કોઇની ભલામણ કામ આવશે નહિ. તેમ ત્યાં સાટુ પણ કરવામાં આવશે નહિ તેમ કોઇ કોઇને મુકત પણ કરી શકશે નહિ.

૯. પરમેશ્વર ફરમાવે છે કે નબીને અને તેની કોમને અને બીજી બધી દુનિયાને મેં જુદી જુદી નસીહુત કીધી છે અને આ પુસ્તકમાં યાને કુરાનમાં કાંઇ ભુલ નથી.

૧૦. જ્યારે મોતનો વખત આવી પહોંચસે ત્યારે પશ્ચાતાપ કબુલ કરવામાં આવશે નહિ અને માફી પણ થવાની નથી.

૧૧. પાંચ પૈગમ્બરોને જે નસીહુત આપી છે તે મુજબ બધાનો ધર્મ એકજ ઠરાવ્યો છે અને તેમાં આખી દુનિયાનો સમાવેસ થાય છે. ધર્મમાં જબરદસ્તી નથી અને સારો તેમજ ખોટો રસ્તો ખુલ્લો કરી દીધો છે જેઓ સારે રસ્તે ચાલશે તેમને માટે તે છે.

૧૨. મારા બધા નામો સારાં છે મને કોઇપણ નામથી બોલાવો, અને બીજાના દેવોને ખોટા નામથી બોલાવશો નહિ કારણ કે તેઓ પણ અણસમજથી મને પણ ખોટા નામથી બોલાવશે.

૧૩. પુસ્તકો અને નબીઓને મેં મોકલ્યા છે તેમનું તમે સાંભળો.

૧૪. વગર કારણે કોઇની જાન ન લો. ક્ષમા આપો દર ગુજર કરો.

૧૫. જ્યાં સુધી બીજાઓ તમારી સાથે લડાઇ ન કરે અથવા

હાથ ન ચલાવે ત્યાં સુધી લડવાને માટે તમને હુકમ આપ્યો નથી.

૧૬. તમારામાંથી મેં કોઇને કોઈ વાતમાં મોટાઈ આપી હોય તો તમે તેની અદેખાઈ કરો નહિ.

૧૭. હદથી બહાર જશો નહીં અને અટકળ કરવી નહિ કારણ કે અટકલ બરાબર હોતી નથી.

૧૮. કોઇની મશ્કરી ના કરો તે તમને પકડશે.

૧૯. જાદૂ તેમજ બીજા દેવ ઉપર ભરોસો રાખનારાઓને પરમેશ્વર ધિક્કારે છે.

૨૦. જે કોઈ પરમેશ્વર ઉપર અને છેવટના દહાડા પર ઇમાન લાવે અને સદાચાર કરે તેને ભય અથવા ખોફ નથી.

૨૧. જે કોઈ પોતાનું મોં પરમેશ્વરને સોંપે છે તેને ભય તથા ખોફ નથી.

૨૨. જે કોઇ શીરક નહી કરશે તે સૌથી આગળ વધશે અને ઇશ્વર સમક્ષ આબરૂવાળો અને પાક ગણાશે.

૨૩. અરે મારા સેવકો તમેં મારી કૃપાથી નાઉમેદ થશો નહિ હું જેના ચાહીસ તેના બધા ગુના માફ કરીશ પરંતુ શીરક કદી પણ માફ કરીશ નહિ.

૨૪. જે માણસ એક સારૂં કામ કરશે તેને બદલે દસ ઘણા સવાબ મળશે ને એક ખોટું કામ કરશે તેનો એક ગુન્હો ગણાશે

૨૫. ન્યાયનું ત્રાજવું હું રાખીશ અને કોઈના ઉપર તલ ભાર જુલમ થવાનો નથી.

૨૬. મુશરીકો ઉપર શયતાનનો કબજો છે મારા શેવકો ઉપર શયતાનનું જોર નથી.

૨૭. આ દુનીઆ દુનિયા કરતાં પેલી દુનિયા બહુ સારી છે જેના ઉપર પરમેશ્વર રાજ્ય ચલાવશે.

૨૮. આ દુનિયા અમર નથી અને તે દુનિયા અમર છે અને જે શીરકથી બચશે તેને તે દુનિયા મલશે.

૨૯. શું મેં તમોને આ સમજવાને માટે આટલી ઉમર નહોતી આપી ?

૩૦. હું બાળક કરૂં છું, ઘરડો કરૂં છું તમો ઠરાવેલી મોતના પહેલાં મરી જાઓ છો ઘણે ભાગે તમે તે સમજશો અમે બે મોતો ઠરાવ્યાં છે તે સમજવું જોઇએ એક તો મારા ઠરાવેલાં મોત પહેલાં મરે છે અને બીજું તમો પોતે મારો છો.

૩૧. જે કર્મ કરે છે તેને તેના ફળ મળે છે તમારા કીધેલા કર્મ પરમેશ્વરને માથે નાખશો નહિ.

૩૨. હોશીયારી, અકલમંદી, જ્ઞાનીપણું, ને દયાદાન કોઇને બતાવવું નહિ. કોઇની પછવાડે નિંદા કરશો નહિ. ખોટો વાયદો તથા કરાર કરશો નહિ.

૩૩. શેખી કરવી, અકકલ ચલાવવી, હુશીયારી બતાવવી, ઇતરાવવું, તેમજ મગરૂર રહેવું, પરમેશ્વરને પસંદ નથી.

૩૪. ઉડાઉપણાથી ખરચ કરનાર સેતાનના ભાઇઓ છે.

૩૫. તમોને ફરમાવવામાં આવ્યું છે કે ઇનસાફને માટે તમારે મારા સામે આવવાનું છે અને ફરીસ્તા લોકો તમને હાર બંધ ગોઠવશે તમારા ઉપર સમન તો આવી ચુકયાં છે અને **વારંટ પણ નીકળી ચુક્યુ છે.**

૩૬. આગળ શું મોકલ્યું છે અને પાછળ શુ રાખ્યું છે તે

તમને ફરમાવવામાં આવ્યું છે. હવે સમજવુ જોઇએ કે જે કર્મ કરશો તે બધા આગળ જશે અને અમારી સાથે ઇમાન જશે. સદકા ખેરાત, કોઇ પુસ્તક, અને ગુણ તથા ભલાઇ લેવા માટે જે આપણે પાછળ મુકવાને કીધુ હશે કે જેનાથી લોકોને ફાયદો થાય તે કર્મ પાછળ અહીં રહેશે બાકીના કર્મ અમારા મરણ પછી રહેવાના નથી અને ઇન્સાફ થયા બાદ જે ફેંસલો અથવા પંચાત નામું આપણા જમણા હાથમાં મલસે તો અમો અમારી મોટી મુરાદને પહોંચીશું અને જન્નત વારસામાં મલસે જેમાં હંમેશાં રહેવાનું થશે અને જે અમલનામું અમારા ડાબા હાથમાં મલશે તો અમે કમનસીબ થશું કેમકે અમારે હંમેશાં નર્કમાં રહેવું પડશે અને તેમાંથી કદી નીકળશુ નહિ.

૩૭. દોલત તેમજ છોકરાં છૈયાં એ એમાંનું કોઇપણ કામ આવશે નહિ તેટલા માટે તમો હમણાં પસતાવો કરી લો અને સમજી જાઓ કે પાછળથી પસ્તાવવું કશું કામ આવશે નહિ. જો દુનિયામાં કામ બગડે છે તો પાછળથી પસ્તાવાથી સુધરતું નથી પરમેશ્વરના ફરમાનનો ભંગ કર્યો હોય તેનો પસ્તાવો કરવાથી ગુના માફ થશે તે ઉપરાંત સ્વર્ગ મલશે પરમેશ્વરનો વાયદો સાચો છે એ વાત તમે ભુલશો નહિ અને આ વાત પણ તમે કદી ભુલો નહિ અને હમેશાં યાદ રાખો કે જેથી કર્મ કર્યા વિના તેના ફળ મળે છે.

## સલાહ

( ૧ ) પરમેશ્વરની ખુશી માટે સંપ સલાહ સાચવણુ જોઇએ.

( ૨ ) દયાદાન કરવાં સલાહ આપવી.

( ૩ ) સારા કામની ભલામણ કરવી.

( ૪ ) સાચી વાતની શાક્ષી આપવી તે છુપાવવી નહી.

( ૫ ) સારૂં બોલ બોલવું અને ખોટું બોલનારને રોકવો એમાં પુન્ય છે.

( ૬ ) આપણા ગુનાહોની માફી માગવી અને ગુના ઉપર અડી રહેવું નહિ.

( ૭ ) ખુદાના કલામને ચુપ રહી સાંભળવું.

## શેઅર.

૩૮. પસ્તાતાં પહેલાં તો આજ ના થાતો અફસોસ. પસ્તાવો આજ તો આ કામ ના આવ્યો અફસોસ.

૩૯. હે પૈસાવાળા માણસો તમોને કયામતના દીવસે પસ્તાવુ ના પડે કે પૈસો અને રાજ અમારે કાંઈ કામ ના આવ્યું પરમેશ્વરે ફરમાવ્યું છે કે જેમ ઉંટને સોયના નાકામાંથી પસાર થવુ મુશ્કેલ છે તેમજ પૈસાદાર માણસોને સ્વર્ગમાં જવું મુશ્કેલ છે ગરીબ માણસોને તો રાજ્ય છે તમોને પરમેશ્વરે હક વાત સમઝાવવાને ફિસાદ મટાડવા માણસોને શયતાનના અંધેરામાંથી ખુદાના અજવાળામાં લાવી રસ્તો બતાવવાને માટે પૈસાદાર બનાવ્યા છે તો તે કાર્યમાં કેમ તમે ખરચ ન કરો.

૪૦. પરમેશ્વર ફરમાવે છે કે જે માણસો પરમેશ્વરના રસ્તામાં પૈસો ખરચ નથી કરતા અને ચાંદી સોનું સંઘરે છે તેઓને

દુખની ખબર આપો કે તેજ દોલતથી તેઓના મોઢાં તથા પીઠ ઉપર ડામ દેવામાં આવશે.

૪૧. હે પંડીતો અને ફકીરો તમે લોકોનો નાહક માલ ખાઇને પરનેશ્વરનો રસ્તો બંધ કરતાં ડરો. કારણ કે તમોને દુઃખ વેઠવું પડશે અને પરમેશ્વર તમારી સાથે બોલશે નહીં.

૪૨. જેજે પરમેશ્વરના ફરમાન ઉપર દર્શાવવામાં આવ્યાં છે તે તમે મંજુર કરશો અને તેજ પ્રમાણે વર્તસો તો તમોપરમેશ્વરના અજવાળામાં જરૂર જલદી આવી જશો અને ફિસાદમાંથી મુકત થશો.

૪૩. સેતાન પોતાની વર્ગના લોકોને સમજાવે છે કે ખુદાના આ ફરમાન પ્રમાણે વર્તો નહિ તે એટલાજ માટે કે તેઓ અંધારામાં રહે અને ફિસાદ મટે નહિ તે પોતાના વર્ગના લોકોને ઉશ્કેરસે કે જેથી તેઓ તમારી સાથે લડવાને ઉભા થશે માટે તમો તેઓથી ડરશો નહિ. પણ જો તમો ઇમાન રાખતા હો તો મારાથી ડરો.

૪૪. પરમેશ્વર ફરમાવે છે કે સેતાન તમારો દુશ્મન છે અને તમો એને દુશ્મન સમજો તે તમોને દગાથી જુઠા વાયદા આપે છે પણ પરમેશ્વરનો વાયદો સાચો છે.

૪૫. સેતાને જાતિઓમાં પણ જુદાઇ કરી છે ટોળાં ટોળાં જુદા બનાવી દીધા છે અને દરેક નાતવાળો જે પોતાની નાતમાં છે તેનાથી ખુશ છે.

૪૬. સમજવું જોઇએ કે જે ચોપડીઓમાંથી શબ્દોથી અને માણસોથી ઝઘડા થાય છે તેજ ફિસાદવાળી છે અને પરમેશ્વરના

ફરમાનથી ઉલટી છે ફિસાદનો જડ મુળ કાપવાને પરમેશ્વર ફરમાવે છે જે માણસને સર્વે રીતમાં સુખ આપે છે.

૪૭. હે મારા ભાઈઓ અને દોસ્તો જો તમે ઝાડની ડાળીઓ કાપશો તો ફરી ઉગસે પરંતુ જો જડથી કાપી નાંખશો તો ફિસાદી ઝાડ સુકાઈ જશે.

૪૮. પ્રાર્થના—હે પરમેશ્વર અમને શીખામણ આપ તે તારો હુકમ માનીયે અને અટકળ ચલાવીએ નહિ કેમકે અટકળ સાચાના બરોબર હોતી નથી.

## બાઇબલ.

---

બધા હુકમોથી પહેલો હુકમ આ છે કે અય ઇસરાઇલ સાંભળો કે અમારો જે પરમેશ્વર છે તે એકજ છે તે તમો તમારી અકલને પુરી જાન તથા બધા જોરથી એનેજ ભજો અને બીજો હુકમ જે એના જેવો છે કે તારો પાડોશી ઉપર પ્રેમ રાખ એનાથી બીજો મોટો હુકમ કાંઇ નથી.

ઇસુએ કહ્યું છે કે જે મેં પીધું છે તે તમે પીશો પણ મારા જમણા અગર ડાબા હાથ ઉપર બેસાડવાનું મારા હાથમાં નથી પણ તેઓના માટે મારા પીતાએ મુકરર કર્યું છે ઇસુએ કહ્યું કે મને કેમ નેક ગુરૂ કહો છો નેક કોઈ નથી પરંતુ નેક ગુરૂ એક પરમેશ્વર છે.

(યોહાન ૧૦–૧૨) જે ઇબ્નેઆદમના વિરૂદ્ધ કહેશે તેને માફ થશે અને જે પરમેશ્વરની આતમા રૂહલ્‌ હક ના વિશે ખોટું કહેશે તેને માફ નહી થાય (૧૨–૩૧) હું કહું છું કે લોકોના દરેક

પ્રકારના ગુના માફ થશે. પરંતુ રૂહુલ હકના વિરૂદ્ધમાંજે કહેશે તે માફ નહિ થાય ઉંટનું સોયના નાકામાંથી નીકળી જવું દોલતમંદ ખુદા ની બાદશાહતમાં દાખલ થાય તેના કરતાં સહેલું છે.

---

## ઇશતેહાર.

---

આ પુસ્તક કે જેનું નામ આઇને જહાન છે તે પરમેશ્વરના માનીતા માણસોને અંધારામાંથી નીકળી અજવાળામાં લઈ જવાનો રસ્તો બતાવે છે અને નબીએ કહેલા વચનો શીવાયના જે દુનિયામાં છે તેમની જરૂર મટાડે છે અને બધી ઇલિહામી ચોપડીઓ જે પરમેશ્વરના તરફની છે તે ચોપડીઓ ઉપર સંભાળ રાખનાર ચોપડીનુ નામ બતાવે છે અને બીજાં પુસ્તકો કે જેથી બધી દુનિયામાં નકામી વાતો બંધ થઇ જાય છે અને તકરારી સવાલોના જવાબ ટુંકમાં આપે છે અને અજ્ઞાન માણસો ફક્ત તે સાંભળવાથી લાખો રૂપીઆના માણસની બનાવેલી ચોપડીઓની જરૂર મટાડે છે અને આર્ય સમાજ તેમજ મુકિતફોજ કે જેમણે લાખો બલકે કરોડો રૂપિઆ પરમેશ્વરના વાસ્તે લોકોને સમજાવવાને એકઠાં કીધેલાં છે તેમને પણ અને સુદ્રીઓને અને નાસ્તિકો નાસ્તિકોને અને જે કોઈ એકજ પરમેશ્વરના તાબેદાર છે અને બીજા નવા ધર્મ રચનારાઓને સર્વને શાંતિ બક્ષે છે માણસોમાં સંપ અને મહોબત ઉતપન કરવાને સમઝાવે છે અને સેતાનને હરાવે છે અને કેટલીક ઠગાઇઓ ને ઉડાઉ ખર્ચ ખોટા રીવાજો અને પરમેશ્વરના સીવાય બીજાઓના ડરથી બચાવે છે અને ખરી વાત પારખવા બતાવે છે

માટે નમ્ર તાબેદાર એટલે આ પુસ્તકનો રચનાર સર્વે માણસોને અરજ કરે છે કે આઇને જહાંનની કીતાબનો તરજુમો દરેક ભાષાઓમાં છપાવીને બધી દુનિયાની કોમો જે અંધારામાં છે તેમને અજવાળામાં લાવવાની કોસીસ કરે કેમકે આ મોટુ પુન્ય છે આથી નેકીને કયામત સુધી પાછળ મુકી જઇએ કે જેથી દરેક વાંચનાર અને સાંભળનાર માણસો ખરી વાતનો પારખનાર થઇ જાય અને તમામ દુનિયાના માણસોને મફત સાંભળવાને માટે પઇસાદાર અથવા ગરીબ અથવા છાપનારાઓને યાતો પરમેશ્વર જેમને હીમ્મત આપે તેઓએ પરમેશ્વના આપેલામાંથી મદદ આપવી જોઇએ અને લોકોમાં ભલામણ કરવી જોઇએ કેમકે પરમેશ્વર ફરમાવે છે કે જે સારા કામમાં ભલામણ કરશે તેમાં તેને પુન્ય છે અને આ પુન્યનો સવાબ દસ ગણો છે અને ખોટા કામમાં ભલામણ કરશે તેમાં પણ તેનો ભાગ છે અને લોકોને મફત સંભળાવે કે જેથી તેઓને અંધારામાથી અજવાળામાં આવવાનો રસ્તો મલે કેમકે સેતાને ખોટા કામો ખરા કરી બતાવેલા છે આ પ્રમાણે જમીન અને આકાશનો બનાવનાર ફરમાવે છે જેવા કે નાચ નાટક ભાંડ ભવૈયા વીગેરે વીગેરે છે કે જેથી ખોટો બરતાવો ઉત્પન્ન થાય અને ઉડાઉ ખરચ થાય તેમજ ખોટા વચનો સાંભળવામાં આવે તો પરમેશ્વર ફરમાવે છે કે સારા વચન બોલનારને અને ખોટાં વચન બોલતાં રોકનારને પુન્ય છે અને પ્રાર્થનામાં ખોટી રસમ કરવી એટલે કે જે પોતાના હાથેજ બનાવેલાની પુજા ને પોકાર કરવો, ડરને નજર રાખવી, પ્રાર્થના કરવી, માનતા રાખવી, અને મુરાદ ઇચ્છીને વળી લોકોને એવું સમજાવવું કે આ અમારા સીફારસી છે અને પરમેશ્વરને છોડી દેવતાઓનો આધાર લેવો.

૪૮૧૮



આ લોકો ખુલ્લા મેદાનમાં આ કામ કરી રહ્યા છે અને ડરતા નથી વળી કોઈ તો કહે છે કે પરમેશ્વર અને તેમના રસુલ (નબી] જે કહે તે ખરૂં પણ **પરમેશ્વર નબીને ફરમાવે છે કે મેં કાંઈ** તને વકીલ, દારોગા, અથવા જીમ્મો લેવાને માટે મોકલ્યો નથી. અને રોજી આપવાનું પણ કહયું નથી. હું પોતે રોજી આપું છું અને તું તેમનો માલીક નથી અને તુ તેમને કહે કે મારા હાથમાં તમારી ભલાઇ બુરાઈ નથી અને તું લોકોને એમ પણ કહી દે કે જે રસુલ થઈ ગયા છે તેમનાથી હું જુદો નથી અને મારી સાથે શું અને તમારી સાથે શું થશે તેની મને ખબર નથી અને એમને બક્ષે કે ના બક્ષે અને જો સીતેર વખત બખસીસ માગે તોપણ પરમેશ્વર બક્ષે નહિ અને અમોએ તને ખુશ ખબર અને ડર સંભળાવવાને સાહિદી આપવાને હુકમ પહોંચાડવાને બધાને પરમેશ્વરની તરફ બોલાવવાને બધી દુનિયા ઉપર દયા અને પ્રકાશિત દીવા તરીકે તને મોકલ્યો છે તારી જોખમદારી હુકમ પહોંચાડવાની છે અને મારી હીસાબ લેવાની છે અને જો તું આળસ કરીશ તો એ લોકો પણ આળસ કરશે, અને જો તે આ મારી કહેવાડેલી ખબર કે પેગામ નહિં પહોંચાડયા તો કાંઈ પણ પેગામ નહિં પહોંચાડયા જેવું છે.

સર્વ મોટા ગુનાહોથી મોટો ગુન્હો

એ કયું પાપ છે કે જે પરમેશ્વર માફ કરે નહિ

એ કયુ પાપ છે કે જે સૌથી મોટું પાપ છે

એ કયું પાપ છે કે જે, કરવાથી બેહીસ્ત હરામ છે

એ કયુ પાપ છે કે જે નહિ કરવાથી સર્વથી આગળ વધીશું

એ કયુ પાપ છે કે જે કરવાથી સારા કર્મનો નાશ થશે

એ કયું પાપ છે કે જે કરવાથી લોકો મસીદો આબાદ ન રાખે

એ કયું પાપ છે કે જે ન કરવાથી મસીદો તો આબાદ રહે

એ કયું પાપ છે કે જે લોકો તે કરે છે તેઓ પરમેશ્વરના દુશ્મન છે

એ કયું પાપ છે કે જો નબીઓ કરતે તો પણ માફ ન થાત

એ કયું પાપ છે કે જેને રસુલ સ. અ. વસલ્લમ કરતે તો તેમના પણ સારા કર્મ નાશ પામત

એ કયું પાપ છે કે જે કરનારના વાસ્તે નબી અથવા ઇમાનદાર બક્ષીસ માગે નહિ.

એ કયું પાપ છે કે જે મા બાપ કરવા કહે તોપણ કરવું નહિ.

એ કયું પાપ છે કે જેના કરનારથી પરમેશ્વર અને પરમેશ્વરના રસુલ બેજાર છે

એ કયું પાપ છે કે જેનો કરનારનો કોઇ હીમાયત અને શીફારસ અને મદદ કરનાર નથી

સર્વેનો એકજ જવાબ "શીરક"

## કુરાન પ્રમાણે શીરક

---

કામ કરવામાં, ઇબાદતમાં, હુકમમાં, રાજમાં, અને કોઈપણ ચીજમાં અને પોકાર કરવામાં અને આવું સમજવું કે આ મારી શીફારસ કરશે તેનું નામ શીરક છે.

---

## ઇબાદતની તફસીલ

---

રોજા નમાજ, હજ, જકાત, તવાફ, ઉમરા, મન્નત, મુરાદ, નજર, ન્યાજ, સદકાત, ખેરાત, આ પરમેશ્વરના વાસ્તે છે. બીજાના વાસ્તે નથી.

---

## મોટી નેકીથી નાની નેકીની તરફ લઇ જવું

---

ઘણાખરા માણસો મોટા માણસોના વચનો હદીસશરીફ બયાન કરે છે પરંતુ મોટા માણસોના વચન અને હદીસશરીફ બેઉ કુરાન શરીફના મોહતાજ છે જેવી રીતે હજરત રસુલ સ.અ. વસલમે ફરમાવ્યું કે મારાબાદ લોકો જુઠી હદીસશરીફ બનાવશે તેટલા માટે તમો કુરાન શરીફ સાથે મેળવજો જો તેના બરોબર હોય તો માનજો નહિ તો છોડી દેજો.

ઘણા ખરા મોહોબ્બત અને પ્રેમને વધારે બયાન કરે છે પણ પરમેશ્વરે ડરની બાબતમાં ર૬૫] આયતો બયાન કરી છે કે જેથી પરમેશ્વરથી બીએ અને પરમેશ્વર શીવાય બીજાનો ડર નીકળી જાય એટલા માટે કે ડરથી મારફત હાંસીલ થાય જેથી બીકપણ નીકળી જાય અને મારફત શીવાય કાંઇ રહે નહિ ત્યારેજ તે મોઢુ પરમેશ્વરને સોંપશે જેવી રીતે પાંચ મોટા નબીઓને પણ બીકનો હુકમ મલ્યો છે અને તે બધા પરમેશ્વરથીજ ડરે છે અને ઘણાખરા કહે છે કે કુરાન શરીફનુ સમજવું મુસ્કેલ છે પરંતુ

પરમેશ્વર કુરાન શરીફમાં ફરમાવે છે કે કુરાન શરીફ સમજવાને માટે સહેલું છે.

અને જે કહે છે કે કુરાન શરીફનુ સમજવું મુશકેલ છે તેમના ઉપર પલીતી છે અને તેઓ કાફીર છે તેમ જાનવરોથી પણ તે ખરાબ છે મુનાફીક છે અને એવીજ રીતે તરેહ તરેહના ઇલજામ પરમેશ્વરે મુકયા છે.

અને ઘણા ખરાઓએ શરીઅત મુશ્કીલ ઠરાવી છે પણ પરમેશ્વરે અને તેના રસુલે સહેલું ઠરાવ્યું છે અને વળી ફરમાવ્યું છે કે દીનમાં જબરદસ્તી નથી અને રસુલ સ. અ. સ. ફરમાવ્યુ કે હુકમોમાં આસાની કરો.

અને ઘણા ખરા મોટા અને નાના ગુનાહોને વધુ ધ્યાન કરે છે પણ પરમેશ્વર ફરમાવે છે કે જો હું ઇચ્છુ તો બધા ગુન્હા માફ કરૂં પણ શીરક કદી માફ નહિં કરૂં ઘણા ખરા જનાવરોની રહેમ દીલી માટે વધુ ધ્યાન કરે છે પણ પરમેશ્વર માણસની રહેમ દીલીનો હુકમ ફરમાવે છે. ઘણા ખરા રજબ મહીનાની બુજરૂગીનુ વધુ ધ્યાન કરે છે. અને જુમેરાતનો જીકર બધા માણસોમાં જારી છે પણ કુરાન શરીફમાં તો ફકત રમજાન શરીફના મહીનાનો અને શુક્રવારના દીવસનું ધ્યાન છે બુજરૂગોની તુરબતોનો અને ઉરસનો અને મદીના શરીફનો ચરચો વધારે છે પણ મક્કા શરીફ બધા પર અફજલ છે અને હાજીઓની હજ ત્યાં થાય છે રાય અને રંકને ત્યાં એકજ લીબાસ હોય છે માટે આ એક જાહેર દલીલ છે શું એવી ઇબાદત અથવા તીરથ અથવા ધામધુમ જોયું છે અથવા સાંભળ્યું છે નહિં નહિં હરગીજ નહિં. ત્યારે ફરી

કેમ વીચાર ન કરવો કે મક્કા શરીફ બધી દુનિયાની તીરથોથી વધારે બુજરૂગી ધરાવે છે. પણ માણસો બીજી ઘણી તીરથોની જગ્યાઓને અને ધામને કરોડો રૂપીઆ ખરચ કરી સુધારે છે અને ત્યા તીરથ કરવા જાય છે અને ઘણા ખરા વસીલાનો અડધું ધ્યાન કરે છે અને પરમેશ્વર ફરમાવે છે કે વસીલો સોધો પરમેશ્વર સુધી અને લડાઇ કરો પરમેશ્વરના વાસ્તે અને બીજી આયતમાં ફરમાવ્યું છે કે કીયો બંદો બંદો પરમેશ્વરની નજદીક છે એવો વસીલો ઢુંડો નહિં.

મોલુદ શરીફનો ચરચો વધારે છે કે જે હજરતના ગુજરી ગયા બાદ ત્રણસો વરસ પછીથી શરૂ થયો છે અને પરમેશ્વર ફરમાવે છે કે મારો ધ્યાન વધારે કરો અને નબીને ફરમાવ્યું કે જયારે સેતાનની છેડ સરૂ થાય ત્યારે તે ઠેકાણે નસીહત કર્યા બાદ બેસવું નહિં. અને પરમેશ્વર માણસોને ફરમાવે છે કે તાબેદારી કરો પરમેશ્વરની અને તેમના પેગમ્બરની અને રસુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું છે કે ત્રણ મસીદો સીવાય કજાવા બાંધવા દુરસ્ત નથી ( ત્રણ મસીદો સીવાય કોઈપણ જગ્યાએ મુસાફરી કરવી દુરસ્ત નથી ) ત્રણ મસીદોના નામ એક "ખાનએ કાબા" બીજી "મદીના શરીફ" અને ત્રીજી બૈતુલ મુકદદસ આ સહી હદીસના છએ લખનારાઓએ કબુલ કર્યું છે હજરત રસુલ્લાહ શ. અ. સ. બે સહાબીઓન શામના મુલકમાં મોકલ્યા અને ફરમાવ્યું કે તમે ઇનસાફ ફેસલા કેવા આપશો ત્યારે તેમણે કહયું કે પરમેશ્વર અને તેમના પેગંમ્બરના હુકમના મુજબ.

હજરત રસુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કે કુરાન શરીફ

અને હદીસમાં નહિ હોય તો તમે કેવી રીતે ઇન્સાફ આપશો ત્યારે તેઓએ કહ્યું કે અમારી અક્કલ મુજબ કરીશું પણ જુઓ અટકલ જુદી અને નસીહત જુદી નસીહતમાં કોઇ ઓછું વધારે કરી શકતું નથી.

હવે હું ખાકસાર આપ લોકોથી અરજ ગુજારવા માગુ છું કે જેટલું વધારે લખું તેટલું ઓછું દુનિયાની કોમોને મારી અરજ એ છે કે પોતપોતાના ધર્મ પુસ્તકોમાં અગર ફિસાદની વાતો હોય તે સુધારી લેવી કારણ કે પરમેશ્વરની મરજીની વિરૂદ્ધ વાત અને આ ધર્મ પુસ્તકની વાતો છે તેનાથી નાસવું નહિ કેમકે આ પરમેશ્વરના વચન છે અને માણસનાં બનાવેલાં પુસ્તકોમાં ભુલચુક ભરેલા છે અને આ ધર્મ પુસ્તક દરેક માણસને દરેક જાતનું સુખ આપે છે

ઉપર જે કાંઇ લખ્યું છે તેનો મતલબ ફકત આજ છે કે માણસો ઉપર નાની નેકીઓ નો બોજો વધારે થઇ જવાથી મોટી નેકીઓ કરવામાં પાછળ પડે નહિ.

કુરાન પેગમ્બર ઉપર ઉતર્યું અને તેમનેજ પરમેશ્વર નસી-હત કીધી અમે ભણીએ ત્યાં સુધી કુરાનથી જલદી કરતા નહિ અમારો જુમ્મો તને યાદ કરાવવાનો છે.

બીજો હુકમ આવતા સુધી ઠેરી જાઓ ત્રીજો હુકમ કુરઆન તારૂં દીલ મજબુત કરવાને સારૂ ઉતાર્યો છે (૪) કુરાનમાં શક રા-ખશો નહિં (૫) અગર તું એમાં બદલસે તો તારી રગ કાપી નાખીસ (૬) તું શું જાણતો હતો કે કુરાન શું છે ને ઈમાન શું છે અમે એને નુર બનાવ્યો છે [૭] તને શક હોય તો આ-

ગલી કીતાબોવાળાને પુછી જો [૮] ઇબાદત ત્યાં સુધી કરકે જ્યાં સુધી યકીન થાય (૯) અગર તારી પાસેથી વહી લઇ જઇએ તો તને મારાપર વકીલ નહિં મલશે (૧૦) તું ખબર આપ માણુસોને કે હીદાયત મને આ કુરઆનથી મલે છે અને હું તો તાબેદારી કરૂં છું વહીની [૧૧] જેવી રીતે આલી હીમ્મત રસુલોએ બરદાસ કરી છે તેવી રીતે તું પણ કર [૧૨] શું તું જાણુતો હતો કે કુરઆન મારા ઉપર ઉતરસે આતો તારાપર પરમેશ્વરની મહેરબાની છે. (૧૩) અને જો તે આ વહીની ખબર માણુસોને ના પહોંચાડી તો કંઈ પેગામ પહોંચાડયો નહીં [૧૪] લોકોની શાથે કુરઆન પ્રમાણે સારી રીતે વાદવીવાદ કર.

## નીચે લખેલો બયાન આઈને જહાંન ઇસલામમાં નથી.

**સવાલ**—પહેલો ઝાડ કે બીજ

**જવાબ**—બીજ જેમકે તોરેતમાં છે જે વખતે પરમેશ્વરે જમીન બનાવી તે વખતે તેમાં બીજ રાખ્યું.

**સવાલ**—બધા જાન એક છે કે કેમ.

**જવાબ**—માણુસની જાન જુદી અને હેવાનની જાન જુદી. માણુસની જાન પરમેશ્વરમાંથી નીકળી અને હેવાનની જાન જમીનમાંથી પેદા કીધી એવું તોરેતમાં લખ્યું છે.

**સવાલ**—તકદીર ફરે છે કે નહિ.

**જવાબ**—તકદીર ફરે છે જેવી રીતે ઇસા અ. સ. અહીં સુધી દુઆ માંગી કે લોહીના ટીપાં તેમના બદનથી પરસેવો થઈને નીકળ્યા ત્યારે કહયું કે એ પરમેશ્વર આ બલા મારાપરથી

હઠી જાય મારી મરજીપર નથી પણ તારી મરજી પર છે તો શું તેમની દુવા કબુલ નથી થઇ "નહિં નહિં હરગીજ નહિં" પણ માણુસોને માલુમ પડયું નહિ ત્યારે પાંચસો વરસ પછી કુરાન શરીફમાં ફરમાવ્યું કે ઇસાને સુળી દીધી નથી તેમ કતલ પણ કર્યો નથી જુઓ કેવી ખુબ સુરતીથી તકદીરને ફેરવી અને દુઆ કબુલ કીધી પછી શૈતાને લોકોમાં ઝગડો ઉઠાવ્યો કે કુરાન ઇલહામી કીતાબોથી ઉલટો છે જ્યારે કુરાન નીગેહબાન છે અને તફસીલ કરે છે આ વાતની કુરાન સબુતી આઇને જહાનમાં કીધી છે કે પરમેશ્વર નો કલામ છે કોઇ બનાવી શકતો નથી ત્યારે કલામ ઇલાહીને માનવોજ જોઇએ હવે આ બંદાની અરજ એ છે કે આ પુસ્તક મુનતખીબને સર્વે લોકો પોતાની નજરોના સામે રાખશે અને કુટુંબ કબીલાઓ અને માણુસોના કોમોમાં સમઝાવવાને માટે આ કીતાબનો તરજુમો બીજી ભાષાઓમાં કરીને ફેલાવશે અને સવાબ બેઉ દુનિયાનો મેળવશે પરમેશ્વર ઇચ્છસે તો તકરારી ઝાડ સુકાઈ જશે અને સલાહ સંપનો ઝાડ તાજો થશે.

અને જાણવું જોઇએ કે સેતાનનું જોર પરમેશ્વરના માણુસો ઉપર હોતુંજ નથી પરંતુ સેતાનનું જોર તો મુસરીકો ઉપ-રજછે અને પરમેશ્વર ફરમાવે છે કે સેતાન તમારો દુશ્મન છે તે તમારામાં ને તમારામાં ઉસ્કેરણીઓ કરે છે તમો ઉસ્કેરાવો નહિ તે તેના ટોળાવાળાઓને તમારાથી લડાવવા માટે ઉસ્કેરશે ને ઉભો કરશે અને તે પણ લડવાને તૈયાર થશે એમનાથી તમો ડરો નહિ ફકત મારાથી ડરો જો તમારામાં ઇમાન હોય તો

સેતાન નઠારા કામોને ભલા કરી બતાવે છે અને ફરેબનો જુઠો વાયદો દે છે પણ પરમેશ્વરનો વાયદો સાચો છે અને સમ ઝાવે છે કે ધર્મની બાબતમાં વાદ વીવાદ કરવો. કેમકે સેતાન જીદ્દી તકરારો અને ઈનસાફને છોડાવીને લડાવે છે.

---

## વાદ વિવાદ

---

પરમેશ્વરનો ફરમાન જુઓ પરમેશ્વરનો ફરમાન કેવો ખુબી ભરેલો છે કે માણસ સાચી વાતનો સમજુ થાય અને ફિસાદ મટે અને સલાહુ થાય.

સેતાન દરેક નેક કામને કાલ ઉપરે મુલતવી રખાવે છે. અને નડારા કામોને તરતજ કરાવે છે પણ પરમેશ્વર ફરમાવે છે કે નેક માણસો નેકીના કામોને જંલદી કરે છે.

મુનતખીબ આઈને જહાનનું લખવાનું કારણ એ છે કે સેતાન માણસોનો દુશ્મન છે અને તે ચાહતો નથી કે માણસો અંધારામાંથી અજવાળામાં આવી જાય તે માટે માણસોને હઠ ઉપર ચડાવી દે છે અને આઈને જહાનને ફરીથી છપાવવાથી અને વાંચવાથી દુર રખાવે છે ત્યારે આ પુસ્તક લખી છે કે જે પરમેશ્વરના સેવક હશે ને સાંભળવા અથવા સંભળાવવા અથવા છપાવવા ઉપર ધ્યાન આપશે અને તેનો અર્થ દરેક બોલીઓમાં બનાવીને છા-

થશે ત્યારે સમજવું જોઈએ કે દુનિયાનો પૈદા કરનાર પહેલેથી આજ સુધી જે કંઇ પૈદા કર્યું છે અને જે કંઈ અનુભવ કીધો છે તે પુસ્તકમાં આ પ્રમાણે દરસાવ્યું કે સેતાન બીલકુલ હારી જાય અને માણુસો અજવાળામાં આવી જાય તેથી વધારે એહવાલ પરમેશ્વરનો ડર અને શીરકનો દરસાવ્યો છે સુરૂ વેદાન્તથી તે આખરી કુરાન સુધી પણ સેતાને પોતાનો ડર અને શીરક કરાવાની કોશીસ કીધી તે પરમેશ્વરે કુરાન શરીફમાં બધો એહવાલ દરસાવ્યો છે જેવી રીતે કે દુનિયાના પાંચ મોટા નબી છે તેમને પણ ડરવાનો અને શીરકથી બચવાનો હુકમ કીધો અને પાંચોને પરમેશ્વરે જે કંઇ ફરમાવ્યું છે તે જોઈ લો.

---

## પેગમ્બરોને ફરમાવ્યું

---

૧. નુહ અ. સ. ને. કીધુ કે "જાહીલ મતબન"

૨. ઇબ્રાહીમ અ. સ. ને કહયું "સું તને યકીન નથી."

૩. મુસા અ. સ. ને કહયું "જા પેલા પહાડપર મરીજા"

૪ ઇસા અ. સ. થી કબુલ કરાવ્યું કે બોલ મને બુરો કહેશે તો માંફ થશે. પણ પરમેશ્વરને કેહશો તો માફ થવાનો નથી.

૫. હુજરત રસુલ્લાહ સ. અ. સ. ને સુમારે સો આયતોમાં લખ્યા છે તે જોઇ લો દરેક કોમો પોતાના નબીઓની વધારે તારીફ કીધી જેના કારણથી શીરકની જડ ઉત્પન્ન થઇ છે લોકો જ્યારે સઉથી મોટા નબીઓનો એવા હાલ છે તો બીજાઓની શી

મજાલ છે જે કોઇ કાંઇ કરી શકે હુવે મારા ગરીબની ઉમેદ છે કે આ પુસ્તકને પરમેશ્વરના માણુસો જરૂર જરૂર તેમની આંખ નીચે રાખસે અને પોત પોતાના કુટુંબ કબીલામાં અને માણુસોની જાતો ને સમઝાવવાને માટે આ પુસ્તકનો તરજુમો બીજી ભાષાઓમાં કરાવીને જાહેર કરશે અને સવાલ બંન્ને દુનિયાનો હાંસીલ કરશે અને જો પરમેશ્વર ઇચ્છસે તો ફસાદી ઝાડ સુકાઇ જશે અને સલાહ સંપનો ઝાડ લીલો થશે અને માલમ કરવું જોઇએ કે પરમેશ્વરના માણુસોપર સેતાનનો જોર નથી સેતાનનો જોર તો તેમના ઉપરજ છે કે જેઓ મુસરીક છે.

---

## શૈતાન

---

પરમેશ્વર ફરમાવે છે કે સેતાન તમારો દુશ્મન છે તે તમોને આપસમાં ઝડપાવે છે તો તમો ઝડપાસો નહીં અને તે પોતાના ટોળાવાળાઓને ઉભા કરશે તમારાથી લડવાને તો તેઓ તમારાથી લડવાને ઉભા થશે તો તમે તેનાથી ડરો નહિં ફકત મારાથી ડરો જો ઇમાન રાખનાર હોય તો સેતાન તમારા ખોટા કામોને ભલા કરી દેખાડે છે અને ખોટો વાયદો ફરેબનો આપે છે જેમકે.

૧. ધર્મની વાતમાં તકરાર કરો નહિ તે હઠવાળી વાતો કરાવીને ઇનસાફને છોડાવે છે અને પરમેશ્વરનો હુકમ છે કે ધર્મની બાબતમાં સીધી અને સાચા વાદવિવાદ કરો કે સાચી વાતની પારખનાર થશો સેતાન માણુસનો દુસ્મન છે તેથી તે ચાહુતો નથી કે માણુસ સાચી વાતનો પારખનાર થાય કેમકે સાચી વાતના પાર-

ખનાર માણુસ ઉપર સેતાનનો જોર ચાલતો નથી તેથી સેતાન આપસમાં ઝડપ વાવે છે. જેવી રીતે કે કોઇ કોમની તરફદારીમાં મુનિસાફને છોડે છે અને કોઇ સાચી વાતના સાંભળવા ના પાડે છે અને કહે છે કે ભાઇઓ તેમાં ઇમાન બગડે છે હે ભાઇઓ હે લોકો કાંઇ સાચો ઇમાન બગડે છે કોઈ વખતે નહિં હરગીજ નહિં પણ નાકીશ (ખરાબ) ઇમાન સુધરે છે તેનુંજ નામ ઇમાન બગડતો રાખ્યો છે.

૨. તોછડાઈથી કોઇને ના બોલાવો કે દીલી દુસ્મની પેદા થસે અને ખોટા શબ્દોના બોલો કે સવાબથી નાઉમેદ રહેશો ખોટા શબ્દ બોલવાથી અને ખોટા શબ્દો બોલતાં અટકાવાથી રો' કસો નહિં. કે તો મફતમાં પુન્ય ખોશો જોરથી ગુસ્સાના અવાજથી બોલસો નહિં. ખોટો અવાજ ગધાડાનો છે.

૩. જે વાતથી ઝગડો થાય તે વાતને જાહેર કરવાથી અટ-કાવો અને તે વાતને પોતે પણ બોલો નહિં અને સાંભળો નહિં અને જે વાતના જાહેર કરવાથી ફિસાદ મટતું હોય અને સુખ થતું હોય તેને છુપાવો નહિં અને કોઇને જાહેર કરવાથી રોકો નહિં

૪. તમારો એ શબ્દ કહેવાનું મુકી દો કે તેમાં ઝગડો થસે અને આપણે એ શબ્દ કહેવાથી ફિસાદ થતો નથી કેમકે તમે અને અમે એક થઈ જઇએ છીએ.

૫. દેખાવના કામ અને નામના માટેના કામ બંધ કરવા જોઇએ કેમકે દેખાવના કામ નીસફળ જાય છે અને નામ તમારા મરી ગયા પછી તમારે કાંઈ કામ આવતું નથી.

૬. તમારામાંથી કોઈને કોઈ વાતની બુજરૂગી મલી હોયે

તો તમે અદેખાઇ કરશો નહી.

૭. લાલચ કરો નહિં કેમકે કોઈ વખતે ફસાઇ જસો ઇનસાફ છુટસે અને જુટ બોલવાની ટેવ પડસે.

૮. નેક કામના સીવાય કોઇ કામમાં જલ્દી કરવી નહિં કેમકે વખત ગુમાવસો જેમકે દોરો સોયમાં બે વખત નાખવો પડસે.

૯. જુઠી સાક્ષી આપવી નહિં અને સાચી સાક્ષી છુપાવવી નહિ. અને જુઠો વાયદો કરવો નહિં કે ભરૂસો ગુમાવશો કેમકે આ દુનિયામાં ભરૂસો મોટી વસ્તુ છે.

૧૦. ભારી ઇમારત બનાવવી નહિં કેમકે આ દુનિયા કાયમ રહેવાની નથી અને ખેરાત કરવામાં તંગી થસે અને ભુખાને ખવરાવવામાં અડચણ પડસે.

૧૧. ઉડાઉ ખરચ કરવાથી મહોતાજી આવશે અને સેતાનના ભાઇ થશો.

૧૨. બખીલી કરવી નહિં કેમકે પૈસાની મહોબ્બતમાં ઘણી ખરાબીઓ થશે આખરતમાં તે પૈસાથી માથું અને પીઠ બાળવામાં આવશે.

૧૩. આપસમાં સલાહની વાતો કરવી પરમેશ્વરની ખુશીને માટે.

પરમેશ્વરના ઉતારેલાને સંતાડસે તેના ઉપર અજાબ થશે અને પરમેશ્વર ઇનિસાફના દીવસે તેનોથી બોલશે નહિ તેણે સારા રસ્તાના બદલામાં ખોટો રસ્તો પકડયો છે.

અને જે કામ તથા વસ્તુ પોતાના માટે પસંદ કરો તેજ બીજાના માટે પસંદ કરવી.

---

# જીંદગીનો બચાવ.

---

૧. ખોરાક એટલું ખાવું કે તે પચે.

૨. ગરમ પાણી પીવાય તેટલું પીવું.

૩. ખુલ્લી હવામાં ચાલી શકો તેટલું પગે ચાલો.

૪. સ્ત્રીથી જેટલું બચી શકાય તેટલું બચવું.

૫. શરીર અને ઘરની મોરીઓ સાફ રાખી શકો તેટલી સાફ રાખો.

૬. ખરાબ હવાથી બચી શકાય તેટલું બચવું.

૭. મહેનત થઇ શકે તેટલી કરો.

૮. આળસુ હરગીજ થવું નહિ.

જ્યારે જ્યારે જે ચીજ કરવી હોય, સાંભળી હોય, બોલાવી હોય યા વાંચવી હોય ત્યારે ત્યારે તે તે ચીજ શીવાય બીજે કંઇ પણ ધ્યાન આપવું નહીં.

પરમેશ્વરનો ફરમાન છે મુકતી આપી ઇમાનદારને જે બે ફાયદા વાતથી મોઢું ફેરે છે.

---

## ડર.

---

૧. જો ખુદા કે સીવા ડરે કીસીસે રબકા હુકમ નહિ હેય<br>
અર ના કબુલ હો તુઝકો કુરઆન મેં બયાં હૈ.

૨. મત ડર સીવા ખુદા કે તુઝ કો મીલી ખીલાફત<br>
ફરમાન હેય ખુદાકા તુઝકો મીલેગી જનત.

૩. જો ન ડરે સીવા ખુદા કે ન આબાદ કરે મસજીદ
આમાલ જપ્ત હોંગે જહન્નમ મેં વો ગીરેગા.

૪. જો ન ડરે સીવા ખુદા કે આંબાદ કરે મસજીદ.
જન્નત નસીબ હોગી જહન્નમસે વો બચેગા.

૫. જીન્હે ઇનસાનસે ડરનેકા રબને હુકમ કીયા યહ
ઇનસાન હૈય ખલીફા ડરકા હુકુમ મીલા હૈય.

૬. અર યે હુકુમ ન માને જહાલત તેરીઅયાં હૈય
ફરમાન હૈયયે રબકા મુનકીર તુ કયું હુવા હૈય.

૭. બડેનબી જોથે તૌહીદ રબકી કરતે થે
બચતે થે વો શીરકસેઔર ડર તે થે તુઝસે ખુદા
તેરી શાન જલ્લે જલાલ હુ.

---

## કૌમ.

૧. કૌમ અપનીસે કીસી કૌમકો હરગીજ બુરા ન જાને
ફરમાન હૈય ખુદાકા ઠેરા દીયા ખુદાને.

૨. એક દાદાકી ઔલાદ હૈ રબ જુદી કૌમેં ઠેરાય
દીન સબકા એક હૈરબ કુરાન મેં ફરમાય.

૩. સબ કૌમોંકો જન્નત મીલે જો શીરીકસે બાજ આય
નહિ ઠેરાયા જન્નત હૈય કે એક કૌમહી પાય.

૪. સબ કૌમોંકા ઇનસાફ હય જો એક તરાહ હો જાય.
ઠેરા દીયા રબને તુઝે કરની કે ફલ પાય.

૫. મખલુકમેં કીસીકો સતાના નહિ અછા
બીમારકો મુફલીસકો દુખાના નહિં અચ્છા

૧. હર એક બશરકે જીકો જલાના નહિં અચ્છા
ઔર કોઇભી બસરસે તો લડના નહિં અચ્છા.

## દીન.

૧. ઇકિરાર નબચું સે લીયા પાંચોકા દીન હૈય એકકીયા
સબકૌમેં ઇસમેં સમાલીયા કાયદે જુદે સબકો દીયા
ઝગડા જહાંસે ઉઠા દીયા તેરી શાન જલ્લે જલાલહુ

## કુરાન.

૧. તેરાસૌ બરસ દાવેકો કુરાન મેં હુવા હૈય
ઔર કોઇ કીતાબ દાવેકી લાભી ન સકા હૈય
ફિર કુછ કલામ કરનેકા બાકી ન રહા હય.
ફિર કાહે કુ તુ બાતુ કી અબ જીદમે અડા હય.

## મૌત.

૧. ઠેરી અજલ નરૂક સકે જો રબકા હૈય ફરમાન
દુસરી અજલ ઠૈરા દીયા જો કર સકે ઇનસાન
૨. ઠેરી હુઇ મૌતસે પહેલે મેરે કોઈ જાન
સમઝા દીયા રબને તુઝે ખુલ્લા કીયા બયાન

## નેક ઔર બુરા કામ.

૧. કલકા કામ આજ કરો આજકા કામ અબ
કીસકો માલુમ કયામત આવે કબ.
૨. આજકા કામ કલપર રખદે કલકા કામ કબ
કીસકો માલુમ પકડા જાવે કબ.

## પસતાના.

૧. દુનિયાસે આગે કમાઇકે ન ભેજા અફ્સોસ
પીછે છોડા ભી નહિં કુછ તો વો હોગા અફ્સોસ.

૨. પસતાતે દુનિયામેં તો આજ ન હોતા અફ્સોસ.
પસતાના આજ તો હૈય કામ ન આયા અફ્સોસ.

## રૂહ.

૧. રૂહેં સબ એક નહિં રૂહ રબસે નીકલકે આયે
યેહી રૂહ ઇનસાન મેં નાકકી રાહસે જાય.

૨. રૂહુલકુદ્દુસ ભી રબસે નીકલે રબ ચાહે જીસે દીલાય
ઔર રૂહેં સબ જમીંસે નીકલે જો જહાંનમે ફ્યલાય

## નસીબ.

૧. અનહોની રબ કરસકે હોનહાર મીટ જાય
માંગે દુઆ તુઝે મીલે ફીર કાહેકો પસ્તાયે.

૨. કહાં રહા નસીબ જો તું હર ઘડી ચરચાએ
જો ચાહે રબ કરે દેવે ઔર દીલાએ.

## તદબીરકી તકદીર હૈય.

૧. તદબીર કી તકદીર હૈય જો કભી નહિં ફીર જાય.
રબ ચાહે તદબીર કો સુધાર કે દીખલાય.

૨. તો હીદ કરે જન્નત મીલે શીરકસે દોજખ પાય.
રબકા યેહ ઠેરાવ હૈય ફીર કયું નહિં સમઝાય

## વલી,

૧. પકડે વલી સીવા ખુદા કે રબકા હુકુમ નહિં હૈય.
દોજખ મેં વોહ ગીરેગા રબને બયાંન કીયા હૈય.

## પુકાર,

૧. જો પુકારે સીવા ખુદા કે મુશરીક તો વોભી હોગા
લાનત કીયા ખુદાને ફુરમાન નહિં ફીરેગા.

૨. હાજર ઇનસાન કે પુકારકા રબને હુકુમ દીયા હૈય
ઈનિસાન હૈય ખલીફા ભુલા તુ કયું પડા હૈય.

## નજર ન્યાજ.

૧. નજર નીયાજ ખુદાકી કુરાન મેં લીખા હૈય
યેહ ગૈરકી ન હોવે અન્ધા તુ કયું હુવા હૈય.

## વસીલા

૧. ઢુંડો વસીલા રબતક ફીર લડતુ રાહે ખુદા મેં
મત ઢુંડ તુ વસીલા ગૈર કામ કે બયાં મેં.

## સીફારસ ન બદલા.

૧. સીફારસ હુય ન બદલા હુય ન મદદગાર તુમ્હારા.
બહેકા દીયા સૈતાન ને ફીર કરકે આશકારા.

## પર સ્વારથ

૧. વાસ્તે અપને પસંદ કરે કોઇ ચીજ યા કામ

રાજી ખુદા કે વાસ્તે કર ગૈરોંકા અંજામ.

## દુઆ.

૧. કાતિબ ફસાદી ટોલોંસે યારબ હમેં બચાદે
શૈતાનકે અંધેરેસે તુ ચાહે તો નીકાલે.

૨. સબ કૌમેં તુને બનાયા તુંહી કરમ કરે જબ
રહેમત કો તેરી ચાખે જુલમતસે હોં નીરાલે.

૩. નકરૂં ખીલાફ તેરા રબદે મુઝે હિદાયત
રહેમતને એહલીખાહૈય કુરાનકે બ મુજબ.

## આખરત.

૧. મૈય ન સમઝાથા બહાર આખરત
મૈય રહા ગફ્લત મેં ભુલા ચન્દ રોજ.

૨. મૌજ ઔર શૌકમેં દુનિયાકે હમેશાં મૈ રહા
આખરત બહેતર થા દુનિયાસે મુઝેમાલુમ નથા

૩. મૈયથા સહોબતમેં શયાતીંકે ન પઢાથા ન સુના
ભુલમેં શયતાંકા સાથીથા મુઝે માલુમ નથા

૪. રહેમતુલ્લાહકો કુરાંન પડનેકી હીદાયત દે
ખવાબ ગફ્લતમે રહાથા મુઝે માલુમ નથા.



| અક્ષર | ઉરદુ | ગુજરાતી | અક્ષર | ઉરદુ | ગુજરાતી | અક્ષર | ઉરદુ | ગુજરાતી | અક્ષર | ઉરદુ | ગુજરાતી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અ | અફ્જલ | શ્રેષ્ઠ | ઈ | ઈલજામ | તોહમત | કુ | કુરાન | પરમેશ્વરનબો | જા | જાહિલ | અગનાની |
| ,, | અમલનામુ | કરેલા કરમ | ,, | ઈલહામ | પરમેશ્વરના ત | | | લ | ત | તદબીર | યુકતી |
| | | નુ લખાન | | | રફથી જણાય | કૌ | કૌમ | જાતી | ,, | તકદીર | ભાગ્ય |
| ,, | અરજ | વિન્નંતી | | | ણુ | કો | કોસિશ | પ્રયતન | ,, | તફસીલ | વિગત |
| ,, | અહસાન | ઉપકાર | | | પ્રે ત | | કયામત | જગ પરલ્યે | ,, | તરફદારી | પક્ષપાત કરવું |
| આ | આયત | વાકય-પર | ,, | ઈસલામ | મુસલમાનના | ખ | ખાકસાર | નમ્રતાવાળો | તા | તાબેદારી | સ્વાધીન થવુ |
| | | મેશ્વરના | | | ધરમ | | | માણસ | તુ | તુરબતો | કબરો |
| ,, | | મોકલેલા | ઉ | ઉધ્રુસ | મેળો | ખા | ખાનેકાબા | પરમેશ્વરના | દુ | દુન્યાં | જગત |
| ,, | આલીહિમ્મત | બહાદુર | ક | કનવા | ઉંટપર બંન્ધા | | | ઘર | દ | દર ગુજર | મુકી દેવું |
| ઇ | ઇતરાના | અકડવુ | | | યછે | ખુ | ખુબી | સારા | દી | દીલસોજી | દીલગીરી |
| ,, | ઇનસાફ | ન્યાય | ,, | કમનસીબ | અભાગ્યો | ગુ | ગુજારના | રજુ કરવુ. | | | |
| ,, | ઇબનઆદમ | માણસનો | ,, | કલામ | શબ્દ | ,, | ગુનાહ | પાપ | | | |
| ,, | | દીકરો | ,, | કતલ | કાપી નાખવું | જ | જન્નત | સ્વર્ગ | | | |
| ,, | ઇબાદત | પુજા | કા | કાફીર | જે ખુદાના | જા | જાન | આતમા | | | |
| ,, | ઇમાન | ધર્મ યકીન | | | શિવાય બી | ,, | જારીછે | ચાલુ છે | | | |
| | ઇમાનદાર | નીતીવાલા | | | જાને પુજે | | | | | | |
| | ઇલકાબ | ખીતાબ | | | | | | | | | |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દ | દલીલ | કારણ | ને | નેક | સારો | ફિ | ફિરસ્તા | જમદુત | બા | બાદ | પાછળથી |
| દી | દીલી | અંતઃકરણ | ,, | નેકી | સારો કામ | | | મુક્તિ | ,, | બાદસાહત | રાજ્યમાં |
| દો: | દોલત | પૈસો | પૈ | પૈગંબર | પરમેશ્વરનો | | | | | માં | મોહોપણે |
| ,, | દોલત મંદ | પૈસાદાર | | | હુકુમ પહુંચા | | | | બુ | બુઝુરગી | ઇસરાઇલોની |
| દુ | દુશ્મન | વેરી, શત્રુ | | | ડનારો માણસ | | | | બે | બૈતુલમુ | પુજાની જગા |
| ધ્ય | ધ્યાન | લક્ષ | | | | અ | અફસોછે | માફ કરે છે | | કદદસ | |
| ન | નજર | નજરાણો | ,, | પેગામ | વાત પહુંચ ડવી. | , | અખસિસ | માફી માગવી | બ | બરતાવો | ફેલાવ-હમેશ નો કામ |
| | | | | | | ,, | અખીલી | કંજુસી કરવી | | | |
| | | | | | | | અરદાસ્ત | સહન કરવું | મા | મારફત | પરમેશ્વરની ઓળખાણ |
| ,, | નબો | સમજુત | પ | પલીતી | નાપાકી | ,, | બયાન | વર્ણન | | | |
| ,, | નસીહતા | ખરાબ | પૈ | પૈદા | ઉત્પન્ન | ,, | બહિસ્ત | સ્વર્ગ | મ | મસીદો | પુજાકરવાનો ઘર |
| ના | નાકીસ | દીલગીર | ફ | ફરેબ | દગો | | | | | | |
| ,, | નાઉમેદ | દઢ નિશ્ચય | ,, | ફરમાન | હુકુમ | બે | બેજાર | કંટાળેલો | મો | મોહતાજ | ઓશીયાળો |
| ને | નિગેબાન | કુટુંબના સાચવનાર | ,, | ફસાદ | ઝગડવું | બા | બાઇબલ | ઇસુ ધર્મનો પુસ્તક | મ | મજા | |
| ,, | નીયાજ | માનતા | | | | | | | | | |
| | | | ફા | ફાનીદુન્યા | નાસપાવલ નારી જગત | | | | મુ | મુજબ | પ્રમાણે |
| નુ | નુર | પ્રકાશ | | | | ,, | બાત | વાત | ,, | મુનતેખબ | સાર |

| હરફ | ઉરદુ | ગુજરાતી | હરફ | ઉરદુ | ગુજરાતી | હરફ | ઉરદુ | ગુજરાતી | હરફ | ઉરદુ | ગુજરાતી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મુ | મુનાફિક | યકીનરાખી | રૂ | રૂહ | આતમા | શ | શરીક | ખીતાબ | હ | હરગીઝ | |
| | | ફરી ગયો | ,, | રૂહુલ | પરઆતમા | શૈ | શૈતાન | જમડા, પરમે | હૈ | હૈવાન | જનાવરો |
| ,, | મુરાદ | અભિસ | ર | રહેમદિલી | દયા રાખવી | | | શ્વરની નાફ | હા | હાજી | હજ કરીને આ |
| ,, | મુલતવી | બંધરાખવું | લી | લીબાસ | વસત્ર | | | રમાની કીધી | | | વેલા માણસ |
| ,, | મુસરિક | પરમેશ્વરને | વ | વસીલા | વગ | | | તેનો નામ | | | |
| | | સેવા બી | વા | વાયદા | વચન | | | વંતરી દેવતા | | | |
| | | જાતેપુજવું | ,, | વારસ | હક | | | છે | | | |
| | | | સ | રસીયત | કાયદો | હ | હક | સાચ | | | |
| | | | | | ભલામણ | ,, | હાજરત | ખેતાબ | | | |
| મ | મંજલ | ઠેકાણું | ,, | સલાહ | અફસોસ | ,, | હદીસ | | | | |
| ય | યકીન | ભરોસો | ,, | સવાબ | ભલામણ | | | નબીનો કહેલો | | | |
| ર | રગ | નસ | સિ | સિફારસી | માણસ | ,, | હરામ | પુસતક | | | |
| ,, | રસમ | ટેવ | | | કરનાર | | | બિન ઓપયો | | | |
| ,, | રસુલ | પ્રમેશ્વરનો | ,, | સિરીક | પરમેસ્વરના | ,, | હમેશાં | ગી | | | |
| | | મોકલેલો | | | સાથ બીજાને | | | સદાને માટે | | | |
| | | માણસ | | | પુજવું. | ,, | | | | | |

